# નિષ્કલંક જીવધારણ કુંવારી મારીઆની ઑફિસ

# THE LITTLE OFFICE OF THE Immaculate Conception




આણંદ પ્રેસ
કાથોલીક મીશન
આણંદ.

Superiorum Permissu.

Imprimatur:

8 Sept. 1927.

**A. Bertran S. I.**

*Adm. Apost. Bombay.*

  

# નિષ્કલંક જીવંધારણ કુંવારી મારીઆની ઑફિસ.

## તૈયારીની પ્રાર્થના.

૧

આવ, આવ, એ પવિત્ર આત્મા આવ,
પ્રકાશ અમારા મનમાં લાવ.
તારાથી જે ઉત્પન્ન થયાં,
આપ અમને આકાશી દયા.

૨

તું જે સંબોધક કહેવાય,
પરમ પરમેશ્વરનું દાન મનાય,
ખરો ઝરો ને જીવતો આગ,
તું મનનું સુખ, પ્રીતિનો બાગ.

૩

તું કૃપાનું સાતગણું દાન,
ને બાપની આંગળી શક્તિમાન,
તું સ્વર્ગથી પણ આપેલું ધન,
તુજથી શાંત અમારાં મન.

૪

અમારૂં મન પ્રકાશિત કર,
તેમાં રહે, પ્રીતિનો વર,
અમારૂં દીલ ન થાકી જાય,
તે તારાથી તો બળવાન થાય.

૫

નરકના જોરથી અમને બચાવ,
સર્વકાળીક શાંતિ તું ફેલાવ,
તું અમને પાપથી શુદ્ધ કરનાર,
ને સર્વ ભયથી સંભાળનાર.

૬

પિતા પરમેશ્વર શકિતમાન,
ને ઇસુ તારનાર દયાવાન,
તું જે તેમનો આત્મા છે,
તે અમને સદા માનવા દે.

૭

પરમેશ્વર બાપ ઉત્પન્ન કરનાર,
ને ઇસુ પુત્ર જીવાડનાર,
ને તું પવિત્ર આત્મા પણ,
તમે સદા મહિમાવાન.

---

## પરોઢીએ.

પ્રમુખ— મારા હોઠો, ચાલો, જે નિષ્કલંક કુંવારી છે,
બધા— તેની સ્તુતિ તથા મહિમા પ્રગટ કરો.
પ્રમુખ—ઓ રાણી, મને સહાય કરવાને ઉતાવળ કર.
બધા— શત્રુના હાથમાંથી મને શકિતથી બચાવ.
પ્રમુખ— બાપ અને પુત્ર અને પવિત્ર આત્માને માનસન્માન રહો.
બધા— જેમ આરંભમાં હતું, તેમ હમણા ને હંમેશાં જુગોજુગ. આમેન. આલ્લેલુયા.
(સેપ્તુઆગેસીમા રવિવારથી પાસ્ખા સુધી આલ્લેલુયાને બદલે બોલવું:
સર્વકાળીક મહિમાના રાજા તને સ્તુતિ થાઓ.)

## ગીત.

જગત તણી અધિકારી,
ને આકાશની રાણી;
કુંવારીઓની કુંવારી,
સલામ અમારી થાઓ. ૧.

ઇશ્વર પ્રકાશે તેજવાળી,
સવારનો તારો તું;
કૃપાથી પૂર્ણ ભરેલી,
સલામ અમારી થાઓ. ૨.

એકાકિજનીત શબ્દથી,
પ્રભુએ સરજ્યું છે;
સમુદ્ર, આકાશ, પૃથ્વી.
પેદા સૌ કર્યું છે. ૩.

તે શબ્દની મા થવા,
સૌ કાળથી ઠરાવી;
પોતાની રૂપાળી કન્યા,
પ્રભુએ શણગારી. ૪.

આદમમાં પાપ કર્યું નહિ,
તું શુદ્ધ હંમેશાં રહી;
કરવા સહાય અમારી,
તું ઉતાવળ કર. ૫.

પ્રમુખ— તેને પ્રભુએ પસંદ કરી, બીજીઓ કરતાં પસંદ કરી.

બધા— તેણે તેને પોતાના મંડપમાં વસાવી.

પ્રમુખ— ઓ રાણી, મારી પ્રાર્થના સાંભળ.

બધા— અને મારી હાંક તારી પાસે આવવા દે.

## એવી વિનંતી કરીએ:

હે પવિત્ર મારીઆ, આકાશની રાણી, અમારા પ્રભુ ઇસુ ખ્રીસ્તની મા, અને જગતની અધિકારી, તું કોઇને

તજી દેતી નથી અને કોઇને ધિક્કારતી નથી ! માટે ઓ રાણી, મારા પર તારી કોમળ પ્રેમી આંખો ફેરવવા મહેરબાની કર, અને તારા વહાલા દીકરાની પાસે મારાં સઘળાં પાપની માફી મેળવ, એ માટે કે, હું જે અત્યારે તારા નિષ્કલંક જીવધારણનું ઉમંગથી સ્મરણ કરૂં છું, તે આવતા જીવનમાં, ઇસુ ખ્રીસ્ત, અમારો પ્રભુ, જેને તેં કુંવારી છતાં જન્મ આપ્યો, તેની મહેરબાની વડે સર્વકાળ સુખનું ઇનામ પામું, એજ ઇસુ ખ્રીસ્તના નામે, જે બાપ અને પવિત્ર આત્માની સાથે સંપૂર્ણ ઐક્યમાં પરમેશ્વર જીવે છે અને રાજ્ય કરે છે. જુગોજુગ. આમેન.

પ્રમુખ— ઓ રાણી, મારી પ્રાર્થના સાંભળ.

બધા— ને મારી હાંક તારી પાસે આવવા દે.

પ્રમુખ— પ્રભુની સ્તુતિ કરીએ.

બધા— પરમેશ્વરનો આભાર થાઓ

પ્રમુખ— સર્વ પવિત્ર મુએલાઓના આત્માઓ પરમેશ્વરની દયા વડે શાંતિમાં રહો.

બધા— આમેન.

## પહેલી ઘડીએ.

પ્રમુખ—ઓ રાણી, મને સહાય કરવાને ઉતાવળ કર.

બધા— શત્રુના હાથમાંથી મને શક્તિથી બચાવ.

પ્રમુખ— બાપ અને પુત્ર અને પવિત્ર આત્માને

માનસન્માન રહો.

બધા— જેમ આરંભમાં હતું, તેમ હમણા અને હંમેશાં જુગોજુગ. આમેન. આલ્લેલુયા.

## ગીત.

રક્ષણ તુંથી અમારૂં થાઓ, ઓ ડાહી કુંવારી રે. ટેક.

દેવ તણું મંદિર તું તો, જે સાત પીલર પર રચેલ;
સુંદર એવું શોભતું ઘર, તું તો પ્રભુને અર્પણ થએલ.
ઓ ડાહી...૧.

જન્મ પહેલાં માના પેટથી પવિત્ર તું કરેલ;
જગના સર્વ દોષથી સદા બચાવ તું તો પામેલ.
ઓ ડાહી...૨.

યાકુબનો નવો તારો તું, વળી દેવદૂતોની રાણી;
જીવતાઓની માતા તું, તને સલામ થાઓ અમારી.
ઓ ડાહી...૩.

ખ્રીસ્તી લોકોનો આશરો વળી પવિત્રોનું દ્વાર;
ભયંકર તું શેતાન કાજ, લશ્કર ઉભેલું જેમ હાર.
ઓ ડાહી...૪.

પ્રમુખ— પ્રભુએ તેને પવિત્ર આત્મામાં ઉત્પન્ન કરી.
બધા— અને પોતાનાં બધાં કૃત્યોમાં તેને ઉંચી કરી.
પ્રમુખ— ઓ રાણી, મારી પ્રાર્થના, વગેરે.

## ત્રીજી ઘડીએ.

પ્રમુખ— ઓ રાણી, મને સહાય કરવાને ઉતાવળ કર.

બધા— શત્રુના હાથમાંથી મને શક્તિથી બચાવ.

પ્રમુખ— બાપ અને પુત્ર અને પવિત્ર આત્માને માનસન્માન રહો.

બધા—જેમ આરંભમાં હતું, તેમ હમણા અને હંમેશાં જુગોજુગ. આમેન. આલ્લેલુયા.

## ગીત.

મારીઆ સલામ તને કરીએ, સ્તુતિ તારી ઉચ્ચરીએ. ટેક.

બંધ કરેલો ઇશ્વર દરવાજો ને કરારનો તું કોષ;
રાન માંહેનું બળતું ઝાડવું, સુંદર મેઘધનુષ.
મારીઆ સલામ......૧.

કળી ફુટેલી લાકડી વળી ગીદીઓને મુકેલ ઊન;
સામસુનને મળનારૂં મધ તું, સુલેમાનનું સિંહાસન.
મારીઆ સલામ......૨.

મહા મોટો છોકરો, જેની પ્રખ્યાત માતા તું થઇ;
પસંદ કરી તને માતા થવાને, કૃપામાં તું તો રહી.
મારીઆ સલામ......૩.

મૂળ દોષ જે હેવા માતાનો, તેથી બચાવ તારો થાય;
કોઇ દોષનો ડાઘ લાગે નહિ, ઉચિત તે કહેવાય.
મારીઆ સલામ......૪.

પ્રમુખ— હું પરમ ઉંચામાં વસું છું,
બધા— મારૂં સિંહાસન મેઘના થાંભલામાં છે.
પ્રમુખ—ઓ રાણી, મારી પ્રાર્થના, વગેરે.

## છઠ્ઠી ઘડીએ.

પ્રમુખ— ઓ રાણી, મને સહાય કરવાને ઉતાવળ કર.

બધા— શત્રુના હાથમાંથી મને શકિતથી બચાવ.

પ્રમુખ— બાપ અને પુત્ર અને પવિત્ર આત્માને માનસન્માન રહો.

બધા— જેમ આરંભમાં હતું, તેમ હમણા અને હંમેશાં જુગોજુગ. આમેન. આલ્લેલુયા.

## ગીત.

જય જય ધન્ય કુંવારી માતા—ટેક.

પવિત્ર ત્રૈક્યનું મંદિર તું છે, શુદ્ધતાની મઠી;
આનંદ દેવદૂતોનો તુંમાં, કેવી મઝાની વાડી!
જય જય...... ૧.

દુઃખી તણો દિલાસો તું છે, સહનશીલપણાનું તાડ;
ગંધતરૂ છે શુદ્ધતાનું, કેવું સુગંધી ઝાડ!
જય જય...... ૨.

સંસારી કામે કેમ વપરાએ, જમીન આશીર્વાદી;

મૂળ દોષથી છુટી રહેલી, અસાધારણ કુંવારી!
જય જય...... ૩.

પરમ ઉંચાનું શહેર તું છે. પૂર્વનો દરવાજો,
કૃપા બધી તારામાં રે'છે, આશિષ અમને દેજો!
જય જય...... ૪.

પ્રમુખ— જેમ કાંટાઓ મધ્યે ગુલછડી,

બધા— તેજ પ્રમાણે આદમની દીકરીઓ મધ્યે મારી પ્યારી.

પ્રમુખ— ઓ રાણી, મારી પ્રાર્થના, વગેરે.

## નવમી ઘડીએ.

પ્રમુખ— ઓ રાણી, મને સહાય કરવાને ઉતાવળ કર.

બધા— શત્રુના હાથમાંથી મને શક્તિથી બચાવ.

પ્રમુખ— બાપ અને પુત્ર અને પવિત્ર આત્માને માનસન્માન રહો.

બધા— જેમ આરંભમાં હતું, તેમ હમણા અને હંમેશાં જુગોજુગ. આમેન. આલ્લેલુયા.

## ગીત.

મારીઆ સલામ અમારી થાઓને, તું તો આશ્રય
કેરૂં શહેર!—ટેક.

મજબુત ઘણાં હથિયારોએ, દાઉદનો બંધ કરેલો મિનાર.          મારીઆ સલામ...... ૧.

ફરજન થઈ પ્રીતિથી સળગેલી, સાપની શક્તિ તણી છુંદનાર.          મારીઆ સલામ...... ૨.

તું બહાદુર અજીત યુદીથ છે, તું કોથી નહિ હરાનાર.
મારીઆ સલામ...... ૩.

રૂપાળી કુંવારી આબીસાગ, ખરા દાઉદને સંભાળનાર.
મારીઆ સલામ...... ૪.

મિસર દેશના બચાવનારનો, ગર્ભ ધર્યો રાહેલે જેમ.
મારીઆ સલામ...... ૫.

દુનિયા તણો જે તારનારો, જન્મ દીધો મારીઆએ તેમ.          મારીઆ સલામ...... ૬.

પ્રમુખ— મારી પ્રિયા, તું તદ્દન સુંદર છે.

બધા— ને તારામાં કદી મૂળ ડાઘ ન હતો.

પ્રમુખ— ઓ રાણી, મારી પ્રાર્થના, વગેરે.

## સાંજે.

પ્રમુખ—ઓ રાણી, મને સહાય કરવાને ઉતાવળ કર.

બધા— શત્રુના હાથમાંથી મને શક્તિથી બચાવ.

પ્રમુખ— બાપ અને પુત્ર અને પવિત્ર આત્માને માનસન્માન રહો.

બધા— જેમ આરંભમાં હતું, તેમ હમણા અને હંમેશાં જુગોજુગ. આમેન. આલ્લેલુયા.

## ગીત.

મારીઆ સલામ લેજો સ્વીકારી રે, કરતાં સદા
અમારી સહાય—ટેક.

તું તો ઘડીઆળ બની ઘણી સારી રે,
થયો સુરજ પાછો ચાલનાર......મારીઆ સલામ. ૧.
જે અત્યંત મોટો શબ્દ રે,
તે થયો જન્મ લેનાર.........મારીઆ સલામ. ૨.
દેવદૂતોથી નાનો થયો રે,
માણુસ ઉંચે ચઢાવા કાજ......મારીઆ સલામ. ૩.
આ સુરજનાં કિરણોથી રે,
મળે મારીઆને પ્રકાશ.........મારીઆ સલામ. ૪.
જીવધારણ પળે ચળકે છે રે,
જેમ ઉગે સવારે ઝગઝગાટ......મારીઆ સલામ. ૫.
તું તો કાંટામાંની ગુલછડી રે,
સાપ કેરૂં માથું છુંદનાર......મારીઆ સલામ. ૬.
ચંદ્રના જેવી તું સુંદર રે,
આપે ભુલા પડેલને અજવાળ...મારીઆ સલામ. ૭.

પ્રમુખ— મેં આકાશમાં અખૂટ અજવાળું ચડાવ્યું.
બધા— અને ધુમસની પેઠે મેં આખી પૃથ્વીને ઢાંકી.
પ્રમુખ —ઓ રાણી, મારી પ્રાર્થના, વગેરે.

### છેલ્લે.

પ્રમુખ— ઓ રાણી, મને સહાય કરવાને ઉતાવળ કર.

બધા— શત્રુના હાથમાંથી મને શક્તિથી બચાવ.

પ્રમુખ— બાપ અને પુત્ર અને પવિત્ર આત્માને માનસન્માન રહો.

બધા— જેમ આરંભમાં હતું, તેમ હમણા અને હંમેશાં જુગોજુગ. આમેન. આલ્લેલુયા.

## ગીત.

વિનંતી કરીએ અમે તારી રે,
તને સલામ થાઓ અમારી.—ટેક.

તું સદા પ્રખ્યાત કુંવારી રે,
વળી દયાની તું તો રાણી રે,
નિષ્કલંક મા તું અમારી.....વિનંતી કરીએ. ૧.

શણગારેલી તારાના મુગટથી રે,
ઉપર બધા તું દેવદૂતોથી રે;
સલામ કરીએ નમ્રતાથી...... વિનંતી કરીએ. ૨.

તું પહેરી પોશાક સોનેરી રે,
જમણે હાથે ઉભી રહેનારી રે;
નિર્દોષ રહી ને કુંવારી.........વિનંતી કરીએ. ૩.

અપરાધીઓની મીઠી આશા રે,
આશ્રય તું તો ભાગેલી નૌકાનો રે;
છે તું કૃપા કરનારી માતા......વિનંતી કરીએ. ૪.

સમુદ્રનો પ્રકાશિત તારો રે,

ઉઘડેલો આકાશી દરવાજો રે;
તું તો અશક્તનો આધાર......વિનંતી કરીએ. ૫.
કર અમારી તું તો સહાય રે,
તારા વડે રાજાને જોવાય રે;
પવિત્રોના મહેલની માંય......વિનંતી કરીએ. ૬.

પ્રમુખ— તારૂં નામ, ઓ મારીઆ, રેડાતા અત્તર જેવું છે.

બધા— તારા સેવકોએ તારા ઉપર ઘણી પ્રીતિ કરી.

પ્રમુખ— ઓ રાણી, મારી પ્રાર્થના સાંભળ.

બધા— અને મારી હાંક તારી પાસે આવવા દે.

પ્રમુખ— આપણે પ્રભુની સ્તુતિ કરીએ.

બધા— પરમેશ્વરનો આભાર થાઓ.

પ્રમુખ— સર્વશક્તિમાન તથા દયાળુ પ્રભુ, બાપ અને પુત્ર અને પવિત્ર આત્મા અમારો આશીર્વાદ કરે, અને અમારૂં રક્ષણ કરે.

બધા— આમેન.

## અર્પણનું ગીત.

અમે સલામ કરીએ માતા મારીઆ જોડી
બંને હાથ.—ટેક.

નમ્રતાએ માયાળુ કુંવારી અર્પણ કરીએ ગીત,
મળી સાથે, હર્ષનાદે, આનંદ વધે, અલ્પ બુદ્ધિની સ્તુતિ
અમારી સ્વીકારો ઓ મા. અમે સલામ...૧.

સુખી રીતે ચલાવ રસ્તે કરીને અમ સહાય,
પ્રાણઅંતે, રહી સંગે, મદદ કરજે, ઓ મધુર મારીઆ
સ્તુતિ અમારી અર્પણ કરીએ આ. અમે સલામ...૨.

બધા— પરમેશ્વરનો આભાર થાઓ.

પ્રમુખ— આ પેલી લાકડી છે કે, જેમાં મૂળ ડાઘની ગુંજ નથી, અને પોતે કરેલા પાપની છાલ નથી.

## પ્રાર્થના.

હે પરમેશ્વર, તેં કુંવારી મારીઆના નિષ્કલંક જીવ-ધારણથી તારા દીકરાને વાસ્તે લાયક વાસ તૈયાર કર્યો; તેની મધ્યસ્થી વડે અમને એવું દે, કે તેં તેને સર્વ ડાઘથી બચાવી તેમ અમે અમારૂં શરીર તથા આત્મા તારે સારૂ પાપ વગર રાખીએ: એજ પ્રભુ ઈસુ ખ્રીસ્ત, તારા પુત્રને આસરે, જે તારી સાથે જીવે છે અને રાજ્ય કરે છે. જુગોજુગ. આમેન.

